૩૫. ખોરાકી પોશાકી અપાવવાનું હુકમનામું અથવા હુકમ કોરટ કરેતો કોરટની નજરમાં આવે તો એવો હુકમ કરે કે ખોરાકી પોશાકીનાં લવાજમાનાં નાણાં ઓરતને પોતાને આપવા અથવા ઓરતની વતી કોરટની પશંદગીથી જે શખશને ટ્રસ્ટી મુકરર કીધો હોએ તે ટ્રસ્ટીને આપવા; અને કોરટને મુનાશેબ નજર આવે તેહેવી શરત તથા બંદી કરવાને મુખતીઆરછે; તથા કોઈ સબબથી નવો ટ્રસ્ટી મુકરર કરવો પડેતો તેને મુકરર કરવાને કોરટ મુખતીઆરછે.

ખોરાકી પોશાકી ઓરતને અથવા તેનાં ટ્રસ્તીને આપવા વીશે.

( ઘ ) લગનનાં હક પાછા મેલવવા બાબે.

૩૬. અગરજો હરએક ખાવંદે પોતાની ઓરતને તજી દીધી હોએ, અથવા વાજબી કારણ વગર તેની સાથે રેહવાનું બંધ કીધું હોએ; અથવા જો હરએક ઓરતે પોતાનાં ખાવંદને તજી દીધો હોએ અથવા વાજબી કારણ વગર તેની સાથે રેહવાનું બંધ કીધું હોએતો એ પ્રમાણે તજી દીધેલી ઓરત અથવા મરદ અથવા જેની સાથેનો સહવાસ બંધ કીધો હોએ તે પોતાનાં લગનનાં હક પાછા મેલવવાની ફરીઆદી લાવી શકે, અને અગરજો ફરીઆદનામાંમાં જણાવેલી વાતો સાચી છે, અને ફરીઆદ કરનારનાં માગવા મુજબ દાદ નહી આપવાનો વાજબી સબબ મલી આવતો નથી, એવી કોરટની ખાતરી થાયતો ફરીઆદીનાં માગવા પ્રમાણેનાં લગનનાં હક પાછા આપવાનું હુકમનાંમું કરવાને કોરટ મુખતીઆરછે. જેની વીરૂધમાં એવી રીતનું હુકમનામું કરવામાં આવે તે (ખાવંદ અથવા ઓરત) તે હુકમનામાંને માન નહી આપેતો એક માસ સુધીનાં સાદા કેદખાનાંની અથવા બશો રૂપીઆ સુધીનાં દંડની અથવા એ બંને શીખશાને તે લાએક થાએ.

લગનનાં હક પાછા મેલવવા બાબેનાં મુકદમાં.

(શરેહ).—ઉપલી કલમની મકશદ એછે જે આ આકટમાં જણાવેલા હરકોઈ વાજબી સબબ વીનાં, કોઈ ખાવંદ પોતાની ઓરતને અથવા ઓરત પોતાનાં ખાવંદને તજી મેલે અથવા કાહાડી મેલે અથવા દુર રેહે તો શાથે રેહવા અને

લગનનો હક બજાવવાની એક બીજા ઉપર કોરટમાં ફરીઆદી કરી શકાએ તે ફરીઆદીને ઈંગ્રેજીમાં suit for the restitution of conjugal rights કેહેછે, ઈઆને લગનના હક પાછા મેલવવા અથવા માટી બાઈએર દાખલના હક મેલવવાની ફરીઆદી. એવા મુકદમાની તપાશ કરતાં શાબેત થાએ કે ઓરતને પોતાનાં ખાવંદની સાથે રેહેવાની ફરજ નહી પાડવાનો ૩૧ મી કલમમાં જણાવેલો ઈઆ બીજો કોઈબી વાજબી સબબ મલી આવતો નથી તો તે મુકદમાંમાં લગનનો હક પાછો મેલવવાનું હુકમનામું કરવાનો કોરટને અખતીઆરછે. ખાવંદે પોતાની ઓરતને કાહાડી મેલી હોએ અથવા ઓરત પોતાનાં ખાવંદને છોડીને પોતાને મહીરે અથવા બીજી જગોએ વેગલી રહી હોએ તો એ હુકમનામાની ખુબીથી એક બીજાની સાથે જઈને રેહેવા તથા રાહાટવાટ કરવાની ફરજછે, તે ફરજ નહી બજાવે અને કોરટનાં હુકમની નાફરમાંની કરે તો તેહેવી નાફરમાની કરનાર ખાવંદ અથવા ઓરતને એક માશ સુધી કેદની સજા તથા રૂપીઆ બશો સુધીનો દંડ કરવાની કોરટને સતાછે, અને એ ઉપરાંત મરદ તકશીરવાર થયો તો ઓરતની ખોરાકી પોશાકી વીશે મરદને માથે જે ફરજછે તે જુદી.

૩૭. આ આકટમાં આગલ જે જે બંદોબશતો ઠરાવેલાછે તે છતાંબી પારસી લોકોનાં હરએક લગન, અથવા એવાં હરએક લગનને લગતી ઇઆ તેમાંથી નીપજેલી ફરજો અમલમાં લાવવાનો કોઇબી મુકદમો, કોરટમાં ચલાવતી વખતે અગરજો ખાવંદે સોલ વરસની તથા બાએડીએ ચઉદ વરસની ઊમર પુરી કીધી નહી હોએતો તે મુકદમો કોઇબી કોરટમાં ચાલી શકે નહી.

અગરજો ખાવંદ સોલ વરસની અંદરનો અથવા ઓરત ચઉદ વરસની અંદરની હોએ તો લગન અથવા લગનની ઉપરથી નીપજેલું સાટું અમલમાં લાવવાનો મુકદમો ચાલે નહી.

(શરેહ).—લગન સંબંધી હરેક દાવા બાબે છોકરા તથા છોકરી ઉપર ઓછાંમાં ઓછી કેટલી ઉમરે ફરીઆદી માંડી શકાએ તેહની હદ ઉપલી કલમમા બાંધીછે. છોકરાની ઉમર પુરાં ૧૬ વરસની તથા છોકરીની ઉમર ૧૪વરસની થાએ ત્યાંસુધી તેઓની ઉપર કોઈ રીતની ફરીઆદ સાંભલવાનો એ કલમથી કોરટને અખતીઆર નથી.

૩૮. આ આકટ પ્રમાણે માંડેલી દરએક ફરીઆદીમાં અગર જો બે માહેલાં એકબી બોરદુવાલા ચાહેતો કોરટનાં બારણાં બંધ રાખીને તે મુકદમાંની તપાસ ચલાવવી.

કોરટનાં બારણાં ઢાંકીને મુકદમો સાંભલી સકાએ.

૩૯. આ આકટ પ્રમાણે માંડેલી દરએક ફરીઆદીનાં ફરીઆદનામાં તથા અપીલની અરજી ઉપર રૂપીઆ બતરીસનો સ્ટાંપ મારવો, તથા સને ૧૮૬૨ નાં

ફરીઆદનામા તથા અરજીઓનાં સ્ટાંપ.

નંબર ૧૦ વાલા (ઇઆને સ્ટાંપના કર સંબંધી કાએદાને એકઠો કરીને સુધારવા બાબેનાં) આકટનાં "બી." કોઠામાં બીજા જે જે જાતના દસ્તાવેજો તથા લખતો ઉપર સ્ટાંપ જરૂરનો ગણેલોછે તેમાંનાં જે જે દસ્તાવેજો તથા લખતો આ આકટ પ્રમાણે મુકદમાં મધે રૂજુ કરેલા હોએ તે ઉપર સને ૧૮૬૨ નાં ના૦ ૧૦ વાલા મજકુર આકટમાં ફરમાવ્યા મુજબ સ્ટાંપ મારવા.

"સીવીલ પ્રોસીડીઉર કોડ" ની કલમો આ આકટ પ્રમાણેનાં મુકદમાંઓ ઉપર લાગુ પાડવી.

૪૦. "કોડ આફ સીવીલ પરોસીડીઉર" (ઇઆને દીવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબેનાં ધારા) માહેલી કલમો, આ આકટ પ્રમાણે માંડેલા મુકદમાઓને જ્યાંસુધી લાગુ પડી શકે ત્યાંસુધી લાગુ પાડવી.

કાએદા તથા મુકદમાં ચલાવવાની રીત સંબંધી અને કેફીઅત સંબંધી સવાલોનાં ચુકાદા વીશે.

૪૧. આ આકટ પ્રમાણે રૂજુ કરેલા મુકદમાંઓ મધે કાએદાની સમજ બાબે તથા મુકદમા ચલાવવાની રીત બાબેનાં સઘલા સવાલોનો ચુકાદો ઇનસાફ કરનાર જડજે કરવો, પણ મુકદમા મધે બનેલી કેફીએતોનાં ખરાંપણાં ઇઆ ખોટારાં વીશેનો ચુકાદો જે "ડેલીગેટો" ની સામને તે મુકદમાંની તપાસ થાએ તેઓનો વધુ ભાગ જેમ ચુકવે તેમ કરવો.

(શરેહ).—ઉપલી કલમની સતાથી ડેલીગેટસનુ કાંમ ઇનસાફનાં કામને માટે આપણી હાઇકોરટોમાં ઓરીજીનલ સાઇડમાં ફોજદારી મુકદમાની છાંડણ કરવા સારૂ બેસતી જુરીને બરોબર મલતું આવેછે. જારે પારસી માટ્રિમોનીઅલ કોરટ લગન અને તલાકનાં મુકદમાંની તપાસ કરવા બેસે તારે ધારા અને કાએદા સંબંધી, અથવા શાખશી ગવાહી લેવા સંબંધી અથવા બીજા કોરટના કામકાજ સંબંધી હરએક તકરાર ઉઠે તેનો ચુકાદો કરવાનો જડજને અખતીઆર છે; પણ મુકદમાની હરેક મુલ બીના તથા હકીકત બની હતી કે નહી અને તે બીના તથા હકીકત ખરીછે ઇઆ ખોટી તે વીશે જે જે તકરાર ઉઠે તેનો ચુકાદો કરવાનો "ડેલીગેટો" ને અખતીઆરછે. જેમકે ફલાણાંનાં લગન પારસીઓનાં કાએદા પ્રમાણે થયાં હતાં કે નહી, ફલાણાં ખાવંદે પોતાની ઓરત ઉપર ઘાતકીપણું તથા જુલમ ગુજારેઓ તે શબબથી ઓરતને પોતાનાં ખાવંદનું ઘર છોડીને પોતાને મહીરે રેહેવા જવાની ફરજ પડી કે નહી, ઓરતને જે રીતે મારી ઇઆ બીજી પ્રકારે હે-

રાન કીધી તે ઘાટકીપણું હતું કે નહી, ફલાણાંએ પારકી અશતરી શંગાથે બદફેલી કીધી કે નહી, અથવા પોતાની ઓરતને તજીને ફલાણાંએ બીજી અશતરી સંગાથે લગન કીધાં કે નહી, અથવા લગનની વખતે ફલાણો દીવાનો હતો કે નહી, એવી હેવી હકીકત તથા બીનાની તકરાર ઉઠે તેનો ફેશલો કરવાની ડેલીગેટોને શતાછે— એ શતા જડજને નથી—પણ અગરજો મુકદમાં મધે પડેલી શાખશીઓની મુખ-જુબાનીનાં ચોકસ આધાર ઉપરથી ડેલીગેટસ મત આપે તોજ તે મત બાહાલ રેહે, અને શાખશીઓની મુખજુબાનીમાં જાહેર થએલી હકીકત ઉપર આધાર રાખ્યા વગર ડેલીગેટસ જો પોતાનું મત આપે તો "અપીલ" થાયાથી તેઓનો ચુકાદો રદ થાઈ શકેછે.

હાઈકોરટને અપીલ.

૪૨. આ આક્ટ પ્રમાણે સ્થાપેલી હરએક કોરટ, પછે તે ચીફ માટ્રીમોનીઅલ કોરટ હોએ કે ડીસ્ટ્રિકટ માટ્રીમોનીઅલ કોરટ હોએ, તેનો ચુકાદો હરકોઈ ધારાથી અથવા ધારાની મીસાલે ચાલતા તરીકાથી ઉલટો હોએ, અથવા તે-મુકદમાનું કામ ચલાવવાની રીતમાં અથવા છાંડણ કરવામાં હરેક અગતની ભુલ અથવા ખાંમી થઈ હોએ, જેથી તે મુક-દમાની કેફીએત મુજબ ચુકાદો કરવામાં કાંઈ અગતની ભુલ અથવા ખાંમી રહી જાએ, તો બીજા કોઈ નહી પણ એટલાંજ કારણ ઉપરથી તે ચુકાદાની સાંમને હાઇ કોરટમાં અપીલ થઈ શકે; એવી શરતે કે જે ચુકાદા ઉપર અપીલ કરવામાં આવે તે ચુકાદો જાહેર કીધા પછી ત્રણ મહીનાની મુદતમાં તેવી અપીલનું મંડાણ કરવું.

ફરીથી પરણવાની છુટ.

૪૩. એક લગનને તોડવાનાં હરએક હુકમનામાંની સામને અપી-લ કરવાની આ ધારાથી જે મુદત ઠરાવી આ-પી છે, તે મુદત જ્યારે પુરી થાએ, તથા તેટલી મુદતમાં એવા હુકમનામાની સાંમણે જો અપીલ કરવામાં નહી આવે અ-થવા જ્યારે એવી હરએક અપીલ(થવા પછી)નામંજુર કરવામાં આવે અ-થવા જ્યારે એવી હરએક અપીલની તપાસનું શેવટ એવું આવે કે હરએક લગન ભાંજવાં, ત્યારેજ તે મુકદમાં મધેનાં ધણી ધણીઆંણી જે માફક તેઓનાં લગન મોહોતથી ભાગાં હોએ તે માફક ફરીથી લગન કરી શકે.

(શરેહ).—જયારે કોઈ ઓરત ઈઆ મરદે છુટા છેડાની ફરીઆદી માંડી હોએ અને તેમાં ફરીઆદી કરનાર જીતે તો તરતને તરત તેહનાથી બીજો મરદ ઈઆ બી-જી ઓરત થઇ શકે નહી. તેણે ત્રણ માસ સુધી થોભવું. ત્રણ માસ સુધીમાં

સાંમણીવાલા "અપીલ" નહી કરેતો તે પછી બીજું ઘેર થઈ શકે, અને અગર જો સાંમણીવાલા ત્રણ માસની અંદર "અપીલ" નોંધાવેતો પછી તે અપીલનાં ચુકાદા પ્રમાણે ચાલવું જોઈએ.

## બાબ ૫ મો—મુકદમો ચલાવનારાઓનાં ફરજંદો વીશે.

ફરીઆદી ચાલતી હોએ તાંહાંસુધી છોકરાંઓની રખેવાલી.

૪૪. આ આક્ટ પ્રમાણે ઈનસાફની સતાથી જુદાં રેહેવાની પરવાનગી અથવા લગનને રદ બાતેલ કરવાનું હુકમનામું મેલવવા અથવા હરએક લગનને ભાંજવાનાં હરએક મુકદમા મધે સોલ વરસની અંદરની ઉમરનાં છોકરાંઓ, જેઓનાં મા બાપનાં લગન વીશે તે મુકદમા મધે તપાસ ચાલતી હોએ, તે છોકરાંઓની રખેવાલી તથા ગુજરાન તથા કેલવણી બાબે કોરટ જેમ વાજબી તથા દુરસ્ત ધારે તેમ મુકદમો ચાલતો હોએ તેની દરમીઆન વખતે વખત હુકમ કરી શકે અથવા શેવટનાં હુકમનામામાં બંદોબસ્ત કરી શકે; તથા શેવટનો ચુકાદો થયા પછી, જો એજ કારણને માટે અરજીથી વીનંતી કરવામાં આવેતો, એવા શેવટનાં ચુકાદાથી, અથવા જો તે ચુકાદો મેલવવા માટે કરેલી ફરીઆદી હજુર ચાલતી હોએતો તેને દરમીઆન, હુકમોથી કોરટ તે છોકરાંઓની રખેવાલી, ગુજરાણ તથા કેલવણી વીશે જેવા હુકમો તથા બંદોબસ્તો કરેતો, તેવા હુકમો તથા બંદોબસ્તો કરવાનો કોરટને અખતીઆરછે.

શેવટનાં હુકમનામા પછી છોકરાંઓની રખેવાલી વીશે હુકમ કરવા બાબે.

(શરેહ).—આ કલમની મતલબ એટલીજ છે કે હરએક લગન સંબંધી મુકદમાં મધે, જે ધણી ધણીઆંણી એકબીજા ઉપર ફરીઆદી માંડે તેઓનાં ફરજંદ અથવા ફરજંદોની, ફરીઆદી ચાલતી હોએ તેટલા વખત તુલીક, રખેવાલી કરવા અથવા ફરીઆદી પુરી થવા પછે રખેવાલી કરવાનાં ઘટતા હુકમો કોરટ કરી શકે. પણ ઉપલી કલમ જે બચાંઓ સોલ વરસની અંદરની ઉમરનાં હોએ તેઓ ઉપરજ લાગુ પડેછે.

છોકરાંઓનાં ફાએદાને માટે બાએડીની અશરકેઆંમતમાંથી બંદોબસ્ત કરીને અપાવવા વીશે.

૪૫. હરએક મુકદમો કે જેમાં ઓરતની જનાકારીને લીધે તલાકનું અથવા ઇનસાફની સતાથી જુદાં રેહેવાનું હુકમનામું કોરટ કરી આપે, તેવા મુકદમા મધે જો કોરટને એવું બતલાવવામાં આવે કે

હરએક અશકેઆંમત ઊપર તે ઓરતને હાલ હક પોંહોંચેછે અથવા કોઈ ચોકસ બનાવ બનવાથી હવે પછી હક પોંહોંચશે, તો તે ઓરતનાં લગનથી પેદા થયલાં છોકરાંઓનાં અથવા તેઓ માંહેલા હરએકનાં ફાએદાને માટે તે ઓરતની અશકેઆંમત અથવા તેનો હરએક ભાગ જેમ કોરટને મુનાશેબ લાગે તેમ બંદોબસ્ત કરીને અપાવાને કોરટ મુખતીઆરછે.

(શરેહ).—ઓરતની અશકેઆંમતમાંથી બચાંઓને સારૂં ત્યારેજ લવાજમ મલે કે જ્યારે તે ઓરતે જનાકારી કીધી હોય.

## બાબ ૬ ઠો—આ આકટ પ્રમાણે શીખસાઓને અમલમાં લાવવા બાબે.

આ આકટ પ્રમાણેનાં ગુનાહઓની તપાસ.

૪૬. માજીસ્ટ્રેટની સતા ચલાવનારો હરએક અમલદાર જે ઠેકાણે ઓહોદો બજાવતો હોએ, તે ઠેકાણે ચાલતા ધારા પ્રમાણે અપરાધીઓને જેટલી મુદતની શીખશા કરવાનો તેને અખતીઆર હોએ, તે કરતાં વધારે મુદતની શીખશાને ( આ આકટ પ્રમાણે ) લાએક થયલા અપરાધી શીવાએ આ આકટ પ્રમાણેના અપરાધોની તપાસ કરવાનો તે અમલદારને અખતીઆર છે. તે અમલદારથી જેટલી મુદતની શીખશા થઈ શકે તે કરતાં વધારે મુદતની સીખશા આ આકટમાં ફરમાવી હોએ એવો મુકદમો હોએતો તે અપરાધીનો મુકદમો તપાસને માટે સેશન કોરટમાં મોકલવો.

હાઈકોરટનાં ઈલાકાની હદમાં કરેલા અપરાધોની શીખશા.

૪૭. અગરજે હરએક અપરાધ જેને માટે દંડની અથવા દંડ તથા છ મહીના સુધીનાં કેદખાનાંની શીખશા કરવાનું આ આકટમાં ફરમાવ્યું છે, તે અપરાધ હરએક શખસ હાઇ કોરટનાં શીરસ્તાનાં અસલ દીવાની ઇલાકાની તે ઠેકાણાની હદમાંજ કરે તો જે શેહેરમાં તે કોરટ ભરાતી હોએ તે શેહરનો હરએક પોલીસનો માજીસ્ટ્રેટ પોતેજ તે મુકદમાંની છાંડણુ કરીને ગુનાહ સાબેત થઆથી તે અપરાધીને સજા કરી શકે.

(શરેહ).—પણ પારસી માટ્રિમોનીઅલ કોરટનું હોકમનામું જે શખસની ઉપર થયું હોએ, અને તે હોકમનામા પ્રમાણે તે શખસ નહી ચાલે, તો તેહને સજા કરવાનો અખતીઆર માટ્રિમોનીઅલ કોરટનાં જડજને પોતાને છે.

જપ્તિથી દંડ વસુલ કરવા બાબે.

૪૮. આ આક્ટની સતાથી જે જે દંડ કરવામાં આવે તે સઘલા દંડનાં નાણા પગાર નહી થાએતો તે દંડ કરનાર અમલદારની સહી સાથના "વારંટ" ની મારફતે તે અપરાધીની જંગમ અશકેઆંમત જપ્ત કરી તથા વેચીને તે દંડ વસુલ કરવો.

જપ્તિથી દંડ લેવાનું વારંટ પાછું ફરે તેટલા દંડ લેવાની રીત.

૪૯. અગરજો એવો હરેક દંડ તાબડતોબ પગાર કરવામાં નહી આવેતો જપ્તિથી દંડ વસુલ કરવા સારૂ કાહાડેલું વારંટ અગવડ ભરેલી રીતે પાછું ફરે (ઇઆને અપરાધીની મીલકતમાંથી દંડ વસુલ થશે કે નહી તે સઘલું પરીણામ પાછું લખાઈ આવે) ત્યાં-સુધી તે અપરાધીને કેદ પકડવા તથા તેને કબજામાં જાલવી રાખવાનો તે અમલદાર હુકમ કરી શકે. પણ અગરજો તે જપ્તિનું વારંટ જે વખતે તથા જે ઠેકાણે પાછું ફરે તે વખતે તથા તે ઠેકાણે હાજર થવાની જામીનગીરી તે અમલદારની ખાતરી થાએ તે રીતે તે અપરાધી આપે (તો તેને પકડીને કેદ કરવો નહી.)

જપ્તિ કીધાથી પુરતી અશકેઆંમત નહી મલેતો કેદ કરવા વીશે.

૫૦. અગરજો જપ્તિનું વારંટ પાછું ફર્‍યાથી એવું માલુમ પડે કે તે દંડ વસુલ કરવા સારૂ પુરતી અશકેઆંમત મલી નથી, અને તે દંડ તાબડતોબ પગાર કીધામાં નહી આવે, અથવા અપરાધી નાકબુલ થવાથી અથવા બીજી રીતે અમલદારને ખાતરી ભરેલી રીતે માલુમ પડે કે વારંટ કાહાડીને જપ્તિથી દંડ વસુલ થાએ એટલી તે અપરાધી પાસે અશકેઆંમત નથી, તો એવા હરએક અમલદારે પોતાની સહીનું વારંટ કાહાડીને, જો દંડની રકમ પચાસ રૂપીઆથી વધારે નહી હોએતો અપરાધીને બે માસ સુધી, તથા જો દંડની

રકમ એકસો રૂપીઆથી વધારે નહી હોએતો અપરાધીને ચાર માસ સુધી તથા દંડની બીજી હરએક રકમને માટે છ માસ સુધી કેદ રાખવો, પણ ઉપર મુજબ હરેક દંડનાં રૂપીઆ જ્યારે ભરાએ ત્યારે તે અપરાધીને કેદમાંથી છોડી મેલવો.

## બાબ ૭ મો—પરચુરણ.

૫૧. આ આક્ટનાં કરાર મુજબ જે ઈલાકા અથવા હકુમતમાં હાઈકોરટ સ્થાપી હોએ તે ઇલાકા અથવા હકુમતની પારસી ચીફ તથા ડીસ્ટ્રિક્ટ માટ્રિમોનીઅલ કોરટોમાં કામકાજ તથા વહીવટ ચલાવવાનાં કાએદા તથા બંદોબસ્તો કરવાની વખતે વખત જ્યારે અગત પડે ત્યારે તે કાએદા તથા બંદોબસ્તો હાઈકોરટે કરવા, તથા તે કાએદા વખતે વખત રદ કરવા અને ફેરવવાનો હાઇ કોરટને કુલઅખતીઆર છે શહી. એવા સઘળા કાએદા તથા તે કાએદા રદ અને ફેરફાર કરવાનાં હુકમ, સરકારી ગેજેટમાં છપાવી પ્રગટ કરવા.

પારસી માટ્રિમોનીઅલ કોરટોમાં કામ ચલાવવાનાં કાએદા હાઈકોરટે કરવા.

(શરેહ).—આએ કલમ મુજબ હાઈકોરટનાં જડજોએ આ આક્ટ સંબંધી કામકાજનાં જે કાએદા બાંધીને તા૰ ૨૭ મી સપટેમબર ૧૮૬૬ નાં મુંબઈનાં સરકારી ગેજેટમાં છપાવી પ્રગટ કીધાછે તે અતરે આક્ટની પછવાડે વાંચનારનાં જોવામાં આવશે.

૫૨. આ આક્ટ પ્રમાણે ઇલાકેદાર સરકારોને જે સતાઓ આપીછે, તે સતા હીંદુસ્તાનની સરકારનાં પોતાનાં તાબા માંહેલા બ્રીટીશ ઇંડીઆનાં હરએક ભાગનાં વડા રાજકારોબારી અમલદારને આપવાનો ઇંડીઆનાં ગવરનર જેનરલ ઇન કૌંસીલને અખતીઆર છે.

ઇલાકેદાર સરકારનો અધીકાર વડા રાજકારોબારી અમલદારને આપવાની સતા.

૫૩. આ આક્ટને સને ૧૮૬૫ નાં સપટેંબર મહીનાની પેહેલી તારીખેથી ચાલુ કરવો તથા અમલમાં લાવવો તથા આખાં બ્રીટીશ ઇંડીઆનાં મુલકમાં તેને લાગુ પાડવો.

આ આકટની શરૂઆત તથા હદ.

# શીડીઊલ. ( જુઓ કલમ ૬ ઠી ).

| લગન થવાની તારીખ તથા ઠેકાણું અથવા શેહેર. | ખાવંદ તથા ઓરતનાં નામ. | લગનની વખતની હેસત (એટલે કુવાંરા ઇઆ અગર પરણેલા). | ઓહો અથવા ધંધો રોજગાર. | ઉમર. | રેહેવાનું ઠેકાણું. | બાપ અથવા વાલીનાં નામ. | તેઓનો હોદો અથવા ધંધો રોજગાર. | લગનની ક્રીયા કરનાર મંઓબેદની સહી. | શાહેદોની શાખ. | ખાવંદ ઇઆ ઓરત નાહાની ઉમરની હોએતો તેના બાપ ઇઆ વાલીની સહી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | |

**વીહીટલી સટોકસ,**

હીંદુસ્તાનની સરકારનો કાંમચલાઉ આશીશટંટ શેકરેટરી,

ધારા બાંધવાનુ ખાતું, હોમ ડીપારટમેંટ.

# પારસી લોકોથી કીયાં સગાં સાથ લગન થાએ નહીં તેની ટીપ.

( તારીખ ૧૧ મી જાનેવારી ૧૮૬૬ નાં મુંબઈનાં ગવરન્મેંટ ગેઝેટ ઉપરથી. )

---

## જુડીશીઅલ ડીપાર્ટમેંટ.

ગઈ તા૦ ૯ મી સપ્ટેંબરના ગેઝેટ આફ ઇંડિયા મધે સફે ૯૮૧ અને ૯૮૨ મધે છપાયલું હેઠલ ટાંકેલું હુકમનામું સરવે લોકોની જાણને માટે ફરીથી પ્રગટ કરવામાં આવેછે.

"નંબર ૧૭૨૦.

સને ૧૮૬૬ ના ૧૫ માં કાયદાની ત્રીજી કલમપ્રમાણે ખેશીપણાની તથા લોહીની જે સગાઈ વચ્ચે લગન કરવાની પારસીઓમાં મનાછે, તે સગાઈનું કોષ્ટક સરવે લોકોની જાણને માટે હેઠલ પ્રગટ કીધું છે.

### કોષ્ટક.

એક મરદે નીચે જણાવેલાં ખેશી સાથે સગાઈ કરવી નહી.

૧. બપાવાની માએ.
૨. બપઇની માએ.
૩. મમાવાની માએ.
૪. મમઇની માએ.
૫. બપઈ.
૬. બપાવાની બાએડી.
૭. મમાઈ.
૮. મમાવાની બાએડી.
૯. માએ અથવા સાવકી માએ.
૧૦. બાપની બેહેન, અથવા બાપની સાવકી બેહેન.
૧૧. માએની બેહેન અથવા માએની સાવકી બેહેન.

૧૨. બેહેન અથવા સાવકી બેહેન.

૧૩. ભાઈની છોકરી અથવા સાવકા ભાઈની છોકરી, અથવા હરેક ભાઈની ઇઆ સાવકા ભાઇના વંશથી ઉતરતી ઓલાદ.

૧૪. બેહેનની છોકરી, અથવા સાવકી બેહેનની છોકરી અથવા હરેક બેહેન અથવા સાવકી બેહેનના વંશથી ઉતરતી ઓલાદ.

૧૫. છોકરી અથવા સાવકી છોકરી અથવા હરએક છોકરી અથવા સાવકી છોકરીના વંશથી ઉતરતી ઓલાદ.

૧૬. છોકરાની છોકરી, અથવા સાવકા છોકરાની છોકરી અથવા હરેક છોકરા અથવા સાવકા છોકરાના વંશથી ઉતરતી ઓલાદ.

૧૭. છોકરાની અથવા સાવકા છોકરાની બાએડી, અથવા હરેક છોકરા ઇઆ સાવકા છોકરાના વંશથી ઉતરતી ઓલાદની બાએડી.

૧૮. છોકરીના છોકરાની અથવા સાવકી છોકરીના છોકરાની બાએડી અથવા હરેક છોકરી ઇઆ સાવકી છોકરીના વંશથી ઉતરતી ઓલાદની બાએડી.

૧૯. છોકરીના ખાવંદની માએ.

૨૦. છોકરાની બાએડીની માએ.

૨૧. બાએડીના બપાવાની માએ.

૨૨. બાએડીની બપઇની માએ.

૨૩. બાએડીના મમાવાની માએ.

૨૪. બાએડીની મમઇની માએ.

૨૫. બાએડીની બપઈ.

૨૬. બાએડીની મમઈ.

૨૭. બાએડીની માએ, અથવા બાએડીની સાવકી માએ.

૨૮. બાએડીના બાપની બેહેન.

૨૯. બાએડીની માએની બેહેન.

૩૦. બાપના ભાઈની બાએડી.

૩૧. માએના ભાઈની બાએડી.

૩૨. ભાઈના-છોકરાની બાએડી.

૩૩. બેહેનના છોકરાની બાએડી.

એક ઓરતે નીચે જણાવેલાં ખેશી સાથ સગાઈ કરવી નહી.

૧. બપાવાનો બાપ.
૨. બપઇનો બાપ.
૩. મમાવાનો બાપ.
૪. મમઇનો બાપ.
૫. બપાવો.
૬. બપઇનો ખાવીંદ.
૭. મમાવો.
૮. મમાઇનો ખાવીંદ.
૯. બાપ અથવા સાવકો બાપ.
૧૦. બાપનો ભાઈ, અથવા બાપનો સાવકો ભાઈ.
૧૧. માએનો ભાઈ અથવા માએનો સાવકો ભાઈ.
૧૨. ભાઈ, અથવા સાવકો ભાઈ.
૧૩. ભાઈનો છોકરો, અથવા સાવકા ભાઈનો છોકરો, અથવા હરેક ભાઈ, અથવા સાવકા ભાઈના વંશથી ઉતરતી ઓલાદ.
૧૪. બેહેનનો છોકરો, અથવા સાવકી બેહેનનો છોકરો, અથવા હરેક બેહેન ઇઆ સાવકી બેહેનના વંશથી ઉતરતી ઓલાદ.
૧૫. છોકરો અથવા સાવકો છોકરો, અથવા હરએક છોકરા અથવા સાવકા છોકરાના વંશથી ઉતરતી ઓલાદ.
૧૬. છોકરીનો છોકરો, અથવા સાવકી છોકરીનો છોકરો, અથવા હરેક છોકરી ઇઆ સાવકી છોકરીના વંશથી ઉતરતી ઓલાદ.
૧૭. છોકરીનો અથવા સાવકી છોકરીનો ખાવીંદ, અથવા હરેક છોકરી ઇઆ સાવકી છોકરીના વંશથી ઉતરતી ઓલાદનો ખાવીંદ.
૧૮. છોકરાની છોકરીનો, અથવા સાવકા છોકરાની છોકરીનો ખાવીંદ, અથવા હરેક છોકરા ઇઆ સાવકા છોકરાના વંશથી ઉતરતી ઓલાદનો ખાવીંદ.
૧૯. છોકરીના ખાવીંદનો બાપ.

૨૦. છોકરાની બાએડીનો બાપ.
૨૧. ખાવંદના બપાવાનો બાપ.
૨૨. ખાવંદના બપઈનો બાપ.
૨૩. ખાવંદના મમાવાનો બાપ.
૨૪. ખાવંદની મમઈનો બાપ.
૨૫. ખાવંદનો બપાવો.
૨૬. ખાવંદનો મમાવો.
૨૭. ખાવંદનો બાપ અથવા ખાવંદનો સાવકો બાપ.
૨૮. ખાવંદના બાપનો ભાઈ.
૨૯. ખાવંદની માએનો ભાઈ.
૩૦. ખાવંદના ભાઈનો છોકરો અથવા તેના વંશથી ઉતરતી ઓલાદ.
૩૧. ખાવંદની બેહેનનો છોકરો અથવા તેનાં વંશથી ઉતરતી ઓલાદ.
૩૨. ભાઈની છોકરીનો ખાવંદ.
૩૩. બેહેનની છોકરીનો ખાવંદ.

**તાજેકલમ**—ઉપલાં કોષ્ટકમાં જ્યાં "ભાઈ" તથા "બેહેન" એ શબ્દો આવેલાછે, ત્યાં તે આખાં લોહીના તથા અરધાં લોહીના ભાઈ તથા બેહેન (ઇઓને બાપ એક અને માએ જુદી, અથવા માએ એક અને બાપ જુદા) એ બંધેની ઉપર લાગુ પડેછે. સાવકી સગાઈ તે લગનના સંબંધથી થાએલી સગાઈ સમજવી.

કીલે મુંબઈ, તા૦ ૭ મી જાનેવારી સને ૧૮૬૬.

નામદાર ગવરનર ઈન કાઉનસીલના હુકમથી

સી. ગોન,

સરકારનો સેકરેટરી.

---

(તારીખ ૨૭ મી સપ્ટેંબર ૧૮૬૬ નાં મુંબઇ ગવરન્મેંટ ગેઝેટ ઉપરથી.)

---

## મુંબઈ ઈલાકાની
## પારસી ચીફ અને ડીસ્ટ્રીકટ માટ્રીમોનીઅલ કોરટોનાં
# કાયદા તથા કાનુંનો.

---

૧. "સીવીલ પ્રોસીજર કોડ" (ઇન્સાફને દેવાની મુકદમાઓ ચલાવવાની રીત બાબેનો ધારો) તેનાં જે બંદોબસ્તો હેઠલ ટાંકેલા કાયદાઓથી બદલાતા અથવા ફેરવાતા હોય, તે સીવાએ એ ધારાનાં બીજા સર્વે બંદોબસ્તો મુજબ સઘલા મુકદમાઓનું કામકાજ ચલાવવું.

૨. જે મુકદમા મધે વાદી લગનને રદબાતલ કરવાનું હોકમનામું કરાવા માંગતો હોય, તેની ફરીઆદીની અરજી મધે જણાવવું જોઇએ કે (એક હાથ ઉપર) વાદી અને (બીજા હાથ ઉપર) જે લગન બાબે ફરીઆદી થઇછે તે લગનનાં બીજા પક્ષકાર વચ્ચે કાંઇ સાજસ અથવા મસલત થઈ નથી; તથા જનાકારીનાં સબબથી છુટા છેડા કરવાનાં મુકદમાં મધે જણાવવું જોઈએ કે વાદી અને જેની ઉપર જનાકારી કરવાનો અન્યાએ મેલ્યોછે તે શખસ વચ્ચે કાંઈ સાજસ અથવા મસલત થઈ નથી.

(ફરીઆદીની અરજીનો નમુનો શીડીઉલમાં ના૦ ૧ ની નીશાણથી આપ્યોછે.)

૩. સઘલા મુકદમાઓ મધે પ્રતીવાદીએ પોતાનાં કામની તથા ફરીઆદીની અરજી મધે મેલેલા મુખ્ય અપરાધો વીશે પોતાની તરફનાં જવાબની લખેલી હકીકત રજુ કરવી, તથા મુકદમો સાંભલવાને જે દીવસ ઠરાવ્યો હોય તેની ઓછામાં ઓછાં દસ દીવસ આગમચ તેને કોર્ટ મધે કાયદાસર નોંધાવવી ("ફાઇલ કરવી").

**(પ્રતીવાદીની તરફથી જબાબ તરીકે લખેલી હકીકતનો નમુનો સીડીઉલમાં ના૦ ૨ ની નીશાનથી આપ્યોછે.)**

ઉપલી મુદત પુરી થવા પછે કોર્ટનાં ખાશ હોકમ વગર એવી કોઈ લખેલી હકીકત દાખલ કરવામાં આવશે નહીં અને જો તે નહીં આપવામાં આવશે તો મુકદમો સાંભલવા માટે ઠરાવેલે દીવસે એકતરફી કામ ચલાવાને કોર્ટને મુખત્યારી છે.

૪. સઘલી ફરીઆદીની અરજીઓ, લખેલી હકીકતો, બીજી અરજીઓ અને સઘલા જવાબની હકીકતોની ઉપર ૧૮૬૫ નાં ૧૫ માં આકટની ૩૯ મી કલમ મુજબ મુનાસબ એકરાર કરવો જોઇએ તથા તેઓ ઉપર ઘટતો સ્ટાંપ મારવો જોઇએ નહીંતો કે તે લેવામાં અથવા નોંધવામાં આવશે નહી.

૫. જે મુકદમા મધે લગન રદબાતલ ઠરાવવાનું હોકમનામું, અથવા ઇનસાફની સતાથી જુદા રેહેવાનું હોકમનામું, અથવા છુટા છેડા કરાવાનું હોકમનામું મેલવવાનું હોય, તે મુકદમા મધે પ્રતીવાદીએ પોતાની લખેલી હકીકત અને જવાબમાં જણાવવું જોઇએ કે પ્રતીવાદી અને તે લગનનાં બીજા પક્ષકાર વચ્ચે કાંઈ સાજસ અથવા મસલત થઈ નથી.

૬. જ્યારે પક્ષકારો વચ્ચે લગન થયાંછે એવી કબુલાતનો જવાબ નોંધાયો હોય તથા જ્યારે ખાવંદ હાજર થયો હોય ત્યારે ઓરતને ત્રીજા નમુનામાં લખેલી મતલબ પ્રમાણે ખોરાકી પોશાકી બાબેની અરજી નોંધાવાને મુખત્યારી છે અને તેવી અરજી શાંભલવાને કોર્ટે એક દાહાડો મુકરર કરવો.

૭. ખોરાકી પોશાકી બાબેની અરજી નોંધાયા પછે, તેની એક નકલ તરતજ ખાવંદને પોંહોંચાડવી અને તે પોંહોંચાડવા પછે પંદર દાહાડાની અંદર તે અરજીનો જવાબ ખાવંદે નોંધાવવો કે જેની ઉપર ફરીઆદીની અરજી ઉપર એકરાર તથા સહી કરવાની જે રીતી ઠરાવી છે તે મુજબ એકરાર તથા સહી કરવી, નહીંતો કે કોર્ટ એકતરફી કામ ચલાવશે.

૮. ખાવંદનો જબાબ નોંધાયા પછે મુકદમો ચાલે ત્યાંસુધી ઓરતને ખોરાકી પોશાકી આપવાનો હોકમ કરવાને ઓરત કોર્ટને અરજી કરવાને મુખત્યાર છે, પણ તે એવી શરતથી કે કોર્ટમાં એ પ્રમાણે દરખાસ્ત કરવાની ચાર દીવસ આગમચ તેમ કરવાનાં પોતાનાં ઇરાદા વીશે તે ઓરતે પોતાનાં ખાવંદને અથવા તેનાં મુખત્યારને અથવા તેનાં વકીલને ખબર આપવી.

૯. ખાવંદનાં જબાબથી જો ઓરત નારાજી થઈ હોયતો ખરચ બાબે કોર્ટ હરેક હુકમ કરે તેને તાબે થઈને, પોતાની અરજી સાંભલવાને એક દાહાડો ઠરાવા, કોર્ટમાં દરખાસ્ત કરવાને ઓરત મુખત્યાર છે, કે જે વેલા એવી ખોરાકી પોશાકી બાબેની અરજીના ટેકામાં તથા તેની વીરૂધ શાખસીઓ તપાસવાને કોર્ટને સતા છે.

૧૦. એક ઓરત જેણીએ ઇનસાફની સતાથી પોતાનાં ખાવંદથી જુદી રેહેવાનું હોકમનામું પોતાનાં લાભમાં મેલવ્યું હોય અને તેની અગાઉ તેણીએ જો ખોરાકી પોશાકી બાબે અરજી નોંધાવી હોય,તો જે મુકદમામાં ફુલ કોર્ટને કરેલી અપીલ વચમાં નહીં હોય તે સીવાએ પોતાનાં કાએમ લવાજમ બાબે હુકમ કરવાને કોર્ટમાં અરજી કરવાને તે ઓરત મુખત્યાર છે; પણ તે એવી શરતે કે તે અરજી કરવાની ઓછામાં ઓછાં આઠ દીવસ અગાઊ તેમ કરવાનાં પોતાનાં ઇરાદા બાબે તે ઓરતે પોતાનાં ખાવંદને અથવા તેનાં મુખત્યારને અથવા તેનાં વકીલને ખબર આપવી.

તારીખ ૧ લી સપટેંબર ૧૮૬૫.

**(સહી) એમ. આર. સાસ.**
**,, આર. કાઊચ.**
**,, એચ. ન્યુટન.**
**,, એમ. આર. વેસ્ટ્રાપ.**
**,, એચ. પેનડાક સેંટ જી. ટકર.**
**,, એ. બી. વારડન.**
**,, ટી. ચીસહોમ આનસ્ટી.**
**,, જનારદન વાસુદેવ.**

## નાં० ૧.

# તલાક મેલવવા બાબેની ફરીઆદીની અરજીનો નમુનો.

પારસી ચીફ માટ્રિમોનીઅલ કોરટનાં જડજ

જોગ.

અ. બ.

સાંમા.

ક. બ. (તથા જો જરૂર હોયતો ર. સ).

તા० મી ૧૮

૧ લું. કે વાદી તા० મી ૧૮ ને દીને ઠેકાણે ક. બ. ની સાથે કાયદાપ્રમાણે પરણ્યો હતો.

૨ જું. કે સદરહુ લગન થવા પછે વાદી તેની બાયડી સાથે ઠેકાણે તથા ઠેકાણે રહ્યો હતો તથા હમબીસતર થયો હતો તથા વાદી અને તેની સદરહુ બાયડીને મજકુર લગન થયાથી તરણ ફરજંદ, એક દીકરો તથા બે દીકરી (અથવા જેમ હોય તેમ) થયાં હતાં.

૩ જું. કે તા० મી ૧૮ ને દીને તથા તે દીવસ અને ની વચ્ચેનાં બીજા દીવસોનાં અરસામાં સદરહુ પ્રતીવાદી ક. બ. એ ઠેકાણે માં ર. સ. સાથે જનાકારી કીધી.

૪ થું. કે સને ૧૮ નાં જાનેવારી, ફેબરવારી તથા મારચ મહીનામાં અને તેનાં અરસામાં સદરહુ પ્રતીવાદી ક. બ. સદરહુ ર. સ. ને ઠેકાણે વારેઘડીએ મલી હતી અને એવી અનેક વેલાએ સદરહુ ર. સ. સાથે જનાકારી કીી હતી.

૫ મું. કે વાદી વચ્ચે અને સદરહુ પ્રતીવાદી ક. બ. અને ર. સ. અથવા એ બેમાંનાં એકનીબી વચ્ચે આ મુકદમાસંબંધી કાંઈપિણ પ્રકારનો સાજસ અથવા મસલત થઈ નથી.

એટલા માટે વાદી અરજ ગુજારેછે કે તમો નામદાર સાહેબ એવું હુકમનામું કરી આપો કે [ હ્યાં જેવી દાદ માંગવી હોય તેવી લખવી ] તથા તમો નામદારની નજરમાં મુનાસબ આવે તેમ વાદીને બીજી સઘલી અને પુરતી દાદ આપવી.

## નાં૦ ૨.

## જવાબનો નમુનો.

---

પારસી ચીફ માટ્રીમોનીઅલ કોર્ટ મધે.

તા૦ મી ૧૮

અ. બ.

સાંમા.

ક. બ.

૧ લું. પ્રતીવાદી ક. બ. પોતાનાં વકીલ અથવા મુખતીઆર પ. અ. ની મારફતે (અથવા પોતે હાજર થઇને) કેહેછે કે સદરહુ ફરીઆદીની અરજી મધે લખવા મુજબ તેણીએ ર. સ. સાથ જનાંકારી કીધી એ વાતનો તે ઇનકાર કરેછે.

૨ જુ. પ્રતીવાદી બીજું એવું કેહેછે કે તા૦ મી ૧૮ ને દીને તથા તે દીવસ અને ની વચ્ચેનાં બીજા દીવસોનાં અરસામાં સદરહુ વાદી અ. બ. એ ઠેકાણે સ. હ. સાથે જનાકારી કીધી, જે સ. હ. એક પરણેલી ઓરત છે, ઇત્યાદી. ઇત્યાદી.

[ એજ પ્રમાણે પ્રતીવાદી વાદીની અરજી રદ કરાવાનાં જે સબબો ઉપર આધાર રાખે, જેવાકે મસલત કીધેલી અથવા માંડી વાલેલું તે અથવા એવાજ બીજા સબબો લ્હાં જણાવવા. ]

૩ જુ. પ્રતીવાદી બીજું એવું કેહેછે કે વાદી આ મુકદમાં મધે હુકમનામું મેલવે એવી રીતે તેણે વાદી સાથે સાજસ અથવા મસલત કીધી નથી, તેટલા વાસ્તે પ્રતીવાદી નમનતાઈથી અરજ ગુજારેછે કે,

સદરહુ ફરીઆદી અને હુકમનામાં બાબેની અરજ તમો નામદાર સાહેબે મેહેરબાનીની રાહે રદ કરવી. ઇત્યાદી. ઇત્યાદી.

---

નાં૦ ૩.

## ખોરાકી પોશાકી માટેની અરજીનો નમુનો.

---

પારસી ચીફ માટ્રીમોનીઅલ કોર્ટનાં જડજ

જોગ.

ક. બ.

સાંમા.

અ. બ.

તા૦ મી ૧૮

**અ. બ.** ની કાયદાસર ઓરત ક. બ. ની અરજી. આ પ્રમાણે અરજ ગુજારેછે.

૧ લું. કે સદરહુ વાદી **અ. બ.** આજ ધણાં વરસ થયાં ઠેકાણે ધંધો ચલાવેછે તથા તે ધંધાથી વરસ દાહાડે રૂ ની તેને નકી પેદાસ છે.

૨ જું. કે સદરહુ વાદી અ. બ. પાસે રેલવે કંપનીનાં રૂ ની કીંમતનાં શેર છે તથા તે વરસ દાહાડે રૂ ની નકી વેંહેંચણી આપેછે.

૩ જું. કે સદરહુ વાદી **અ. બ.** પાસે પોતાનાં સદરહુ ધંધાથી રૂપીઆ ની કીંમતની મેલવેલી છે [ અને એજ પ્રમાણે ખાવંદની જગમ અથવા સ્થાવર જે કાંઈ મીલકત હોય તે જણાવવી. ]

એટલા માટે પ્રતીવાદી નમનતાઈથી અરજ ગુજારેછે કે તમો નામદાર સાહેબની નજરમાં દરૂસત દીસે તેમ મુકદમો ચાલેછે તેટલાં [ અથવા કાએમ સુધી ] ખોરાકી પોશાકીનાં લવાજમની રકમ અથવા રકમો અપાવવી.

---

# પારસીઓની સ્થાવર મીલકતને જંગમ મીલકત તરીકે ગણવા વીશેનો ધારો.

---

ધારા બાંધવા સંબંધી ખાતું—

ફોર્ટ વીલિયમ, તા ૧૫ મી મે ૧૮૩૭.

નીચે જણાવેલો ધારો નામદાર ગવરનર જનરલ આવ ઇંડીઆ ઇન કાઉનસલે તા૦ ૧૫ મી મે ૧૮૩૭ ને દીને પસાર કીધોછે, તે સર્વે કોઇની જાણને સારૂં અત્રે પ્રસીધ કર્યોછેઃ—

## સને ૧૮૩૭ નો આકટ નંબર ૯ મો.

૧. આએ ધારાથી હેવું ઠેરવ્યામાં આવેછે કે તા૦ ૧ લી જુન ૧૮૩૭ ને દીનેથી સઘલી સ્થાવર મીલકત જે પાદશાહી ચારટરથી સ્થાપેલી હરએક કોર્ટના અમલની હદમાં આવેલી હોએ તે મીલકત અગર જો કોઈ પારસીની હોએ, અને તે પારસી તે મીલકતને વગર વશીઅત કરવે મુકીને મરણ પાંમ્યો હોએ, અથવા વશીઅત કરીને તે મીલકત કોઇને આપવાને ફરમાવ્યું હોએ, તો તે મીલકતને ધારાની રીતે સ્થાવર મીલકત કરીને ગણવી નહી, પણ જંગમ મીલકત તરીકે ગણવી.

૨. એ ઉપરાંત હેવું ઠેરવ્યું છે કે હરએક ઉપર જણાવ્યા પ્રમાણેની સ્થાવર મીલકત કોઈ પારસી વગર વશીએત કરવે મુકીને ગુજરી ગયો હોએ, અથવા વશીઅત કરીને તે મીલકત કોઇને આપવાને ફરમાવ્યું હોએ, અને તે મીલકત સ્થાવર મીલકતના કાએદા પ્રમાણે તા૦ ૧ લી જુન ૧૮૩૭ની આગમજ કોઇને હસ્તક થઈ હોએ, અથવા હરએક ગુજરી જનાર પારસીની જંગમ મીલકત બીજાના હસ્તકમાં જાએછે તે કાએદા પ્રમાણે તે મીલકત સાથે એલાકા રાખનારાં સઘલા શખસોની રાજીખુશીથી અગરજો

તા૦ ૧ લી જુન ૧૮૩૭ ની આગમજ તે મીલકત કોઇને હસ્તક ગઈ હોએ, તો તે મીલકત આ ધારાથી ઉલટી રીતે બીજાનાં સ્વાધીનપણામાં આવી છે એવો તે મીલકતનાં માલેકપણાં સંબંધી વાંધો હરએક અદાલતમાં "લૉ" અથવા એકુવીટીના મુકદમાં મધે ચાલી સકે નહી.

(સહી) ડબલ્યુ. એચ. મેકનાટન,

હીંદુસ્થાનની સરકારનો સેક્રેટેરી.

---

(યાદી.)—વગર વશીઅત કરવે ગુજરી જનાર એક પારસીના વડા છોકરાએ ઈસવી સને ૧૮૩૫ નાં વરસમાં મુંબઇની સુપ્રીમ કોરટ મધે એવી ફરીઆદી માંડી હતી કે તેહના બાપની સધલી સ્થાવર મીલકત ઇંગ્રેજી ધારામાં જેમ વડા દીકરાને મલેછે તેમ તેહને એકલાને પોહોંચવી જોઈએછે. વડા દીકરાને એકલાનેજ બાપની સધલી સ્થાવર મીલકત પારસીઓના રવાઈઆ પ્રમાણે વારસામાં મલતી નથી તે રવાઈઓ સાબેત રાખવાને સારૂં ઉપલો આકટ હીંદુસ્થાનની સરકારે સને ૧૮૩૭ નાં વરશમાં પસાર કીધો હતો.

---

# પારસી લોકોનાં વારસા હીસ્સા બાબેનો ધારો.

## સન ૧૮૬૫ નોં આકટ નંબર ૨૧ મો.

હીંદુસ્તાનના ગવરનર જનરલ ઇન કાઉનસીલનો હેઠલ ટાંકેલો આકટ નામદાર ગવરનર જનરલે તારીખ ૧૦ મી એપ્રેલ સને ૧૮૬૫ ને દીને બાહાલ રાખ્યોછે અને તે સર્વે લોકોની જાણને માટે આ લખવાથી છાપી પ્રગટ કીધોછે.

**પારસી લોકોમાં વગર વસીઅતે ગુજરી જનારાઓનાં વારસા બાબેનાં કાએદા મુકરર કરવા તથા તે કાએદાઓને સુધારવા બાબેનો આકટ.**

સમજણ.

પારસી લોકોનાં વગર વસીએતે ગુજરી જનારાઓનાં વારસા બાબેનાં કાએદા મુકરર કરવા તથા તે કાએદાઓને સુધારવાની અગત છે, તે માટે હેઠલ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

વગર વશીઅતે ગુજરી જનારની વીધવા તથા ફરજંદો વચ્ચે મીલકતની વેંહેંચણી.

૧. જો એક પારસી (મરદ) વીધવા તથા ફરજંદોને મેલીને મરણ પામે, તો જે મીલકતનું વસીએત કીધા વગર તે મરણ પાંમ્યો હોએ તે મીલકત તેહેની વીધવા તથા ફરજંદો વચ્ચે હેવી રીતે વેંહેંચી આપવી કે દરએક દીકરાનો હીશો વીધવાનાં હીશા કરતાં બમણો હોએ તથા વીધવાનો હીશો દરએક દીકરીનાં હીશા કરતાં બમણો હોએ.

(શરેહ).—એક પારસીએ પોતાનું વશીઅતનામું કીધું હોએ, તેમાં પોતાની અશકેઆંમત માહેલા થોડાએક ભાગ વીશે તેણે બંદોબસ્ત કીધો હોએ, અને બાકીનો ભાગ કોણને આપવો તે વીશે અગરજો વશીઅતનામાં મધે કશું જણાવેલું નહીં હોએ, તો તે બાકીનો ભાગ વગર વશીઅત કરવે મુકીને તે પારસી ગુજરી ગયો છે, અથવા ગુજરી ગેઈછે, એમ ગણ્યામાં આવશે, અને વગર વશીઅત કરવે ગુજરી જનાર શખસની અસકેઆંમત વેંહેંચવાની આએ કલમ પ્રમાણે તે બાકીનાં ભાગની વેંહેંચણી થશે.

વગર વશીઅત કરવે ગુજરી જનાર પારસીની અશકેઆંમતની વેંહેંચણી કરવામાં દરએક દીકરાનાં હીશા કરતાં વીધવાને અરધો હીશો અને વળી દરએક દીકરીને વીધવાનાં હીશા કરતાં અરધો હીશો ઠેરવ્યો છે તેહેની સમજ નીચે જણાવેલા દાખલાઓ ઉપરથી મળી આવશે.

જેમકે.—૧. એક પારસી રૂ ૧૪૦૦૦) ચઉદ હજારની પુંજી મુકીને ગુજરી ગયો હોએ, અને તેહનાં બે દીકરા, ચાર દીકરી, અને વીધવા હોએ, તો દરએક દીકરાને રૂ૪૦૦૦) મલે, અને દરએક દીકરીને રૂપીઆ ૧૦૦૦) એક એક હજાર મલે, અને વીધવાને રૂ૨૦૦૦) મલે. ૨. જો એક પારસી એજ ૧૪૦૦૦) ચઉદ હજારની પુંજી મુકીને ગુજરી ગયો હોએ અને તેને પેટે દીકરો નહી હોએ પણ પાંચ દીકરી અને વીધવા હોએ, તો દરએક દીકરીને રૂ૨૦૦૦) તથા વીધવાને રૂ૪૦૦૦) નો હીશો મલે. ૩. જો એક પારસી રૂ૧૪૦૦૦) ચઉદ હજારની પુંજી મુકીને ગુજરી ગયો હોએ અને તેને પેટે દીકરીઓ નહીં હોએ પણ ત્રણ દીકરા અને વીધવા હોએતો દરએક દીકરાને રૂ૪૦૦૦) અને વીધવાને રૂ૨૦૦૦) નો હીશો મલે.

ફરજંદવાલો પારસી મરદ વગર વશીઅત કરવે ગુજરી જાએ તેહની અસકેઆંમતની વેંહેંચણીની રીત ઉપર મુજબ છે, પણ વગર ફરજંદવાલા પારસી મરદની અસકેઆંમતની વેંહેંચણી જુદી રીતે થાએછે તે રીતે આગલ જોવામાં આવશે.

*વગર વશીએતે ગુજરી જનારનાં રંડાએલા ધણી તથાં ફરજંદો વચે મીલકતની વેંહેંચણી.*

**૨. જો એક પારસી ઓરત પોતાનાં રંડાએલા ધણીને તથા ફરજંદોને મેલીને મરણ પાંમે, તો જે મીલકતનું વસીએત કીધા વગર તે મરણ પામી હોએ તે મીલકતને તેના રંડાએલા ધણી તથા ફરજંદો વચ્ચે હેવી રીતે વેંહેંચી આપવી કે તે ધણીનો હીસ્સો દરએક ફરજંદનાં હીસ્સા કરતાં બમણો હોએ.**

(શરેહ).—જેમકે તે ઓરત રૂ૧૪૦૦૦) ની પુંજી મુકીને વગર વશીઅત કરવે ગુજરી ગઈ હોએ, અને તેણીનાં ત્રણ દીકરા, બે દીકરી, અને ખાવંદ હોએતો દીકરા તથા દીકરીને સરખી રીતે દરએકને રૂ૨૦૦૦) મલે અને ખાવંદને રૂ ૪૦૦૦) મલે.

૩. જ્યારે એક પારશી (મરદ) ફરજંદોનો મેલીને પણ વીધવાને નહી મેલીને મરણ પાંમ્યો હોએ, ત્યારે જે મીલકતનું વસીએત કીધા વગર તે મરણ પાંમ્યો હોએ તે મીલકત તેનાં ફરજંદો વચ્ચે હેવી રીતે વેંહેંચી આપવી કે દરએક દીકરાનો હીસ્સો દરએક દીકરીનાં હીસ્સા કરતાં ચાર ઘણો હોએ.

વગર વશીઅતે ગુજરી જનાર જો પોતાની વીધવા મેલી નહી ગયો હોએતો તેનાં ફરજંદો વચ્ચે મીલકતની વેંહેંચણી.

(શરેહ).—જેમકે, એક પારસી મરદ રૂ૧૪૦૦૦) ની પુંજી મુકીને વગર વશીઅત કરવે ગુજરી ગયો હોએ, અને તેનો એક દીકરો અને ત્રણ દીકરી હોએ તો દીકરાને રૂ૮૦૦૦) અને દરએક દીકરીને રૂ૨૦૦૦) મલે. પણ અગરજો તેને પેટે ત્રણ દીકરા અને બે દીકરી હોએતો દરએક દીકરાને રૂ૪૦૦૦) અને દરએક દીકરીને રૂ૧૦૦૦) મલે.

૪. જ્યારે એક પારશી ઓરત પોતાનાં ફરજંદોનો મેલીને મરણ પાંમે, પણ તેણીનો રંડાએલો ધણી નહી હોએ, ત્યારે જે મીલકતનું વસીએત કીધા વગર તે મરણ પાંમી હોએ તે મીલકતને તેના (શઘલાં) ફરજંદો વચ્ચે સરખે હીસ્સે વેંહેંચી આપવી.

વગર વશીઅતે ગુજરી જનાર ઓરત જો રંડાએલા ધણીને મેલી નહી ગઈ હોએતો તેના ફરજંદો વચ્ચે મીલકતની વેંહેંચણી.

૫. વગર વશીઅતે ગુજરી જનાર એક પારસી (મરદ અથવા ઓરત) ની હઇઆતીમાં અગરજો તેનું અથવા તેણીનું હરએક ફરજંદ મરણ પાંમે, તો તે ફરજંદ વગર વશીઅતે ગુજરી જનારનાં મરણની વખતે હઇઆત હતે ત્યારે તે જે હીસ્સો લેતે તે હીસો (જો તે ફરજંદ મરદ હોએતો) તેની વીધવાએ અથવા (જો તે ફરજંદ સ્ત્રી હોએતો) તેનાં રંડાએલા ધણીએ તથા ફરજંદોએ વેંહેંચી લેવી, હેવી રીતે કે જાણે તે મરનાર ફરજંદ વગર વશીઅતે ગુજરી જનારનાં મોત પછી તરતજ મરણ પાંમ્યું હોએ.

વગર વશીએત ગુજરી જનારની હઈઆતીમાં ગુજરી ગએલાં ફરજંદની બાબદમાં તેની વીધવા ઈઆ રંડાએલા ધણી તથા ફરજંદો વચે મીલકતની વેંહેંચણી.

(શરેહ).—બાપ ઈઆ માએની હઈઆતીમાં દીકરો ઈઆ દીકરી ગુજરી ગઇ હોએ, અને તે દીકરા ઈઆ દીકરીને પેટના ફરજંદો હોએ, તો તે ફરજંદોને પોતાનાં બપાવા બપાઈ ઈઆ મમાવા મમાઈની અસકેઆંમત મધેથી વા-

રશો મલવો જોઈએ, ને તે વીશેની આ કલમ છે. એજ રીતે બાપ ઈઆ માએની હઈઆતીમાં ગુજરી જનાર દીકરાની વીધવા તથા દીકરીનાં ખાવંદને પોતાના બપાવાસસરા ઈઆ બપાઈસાસુ તથા મમાવાસસરા ઈઆ મમઈસાસુની અશકીઆંમત મધેથી વારશો મલવો જોઈએ તેને પણ એજ કલમ લાગુ પડેછે.

વગર વશીઅતે ગુજરી જનાર જો વીધવા અથવા રંડાએલા ધણીને મેલીને મરણ પાંમે પણ તેનાં વંશની ઓલાદ નહી હોએ તો તેની મીલકતની વેહેચણી.

૯. જો એક પારસી ( મરદ અથવા ઓરત ) વીધવાને અથવા રંડાએલા ધણીને મેલીને, પણ પોતાનાં વંશની ઓલાદ મેલી જવા વગર, મરણ પાંમેતો, જે મીલકતનું વશીએત કીધા વગર તે મરદ અથવા ઓરત મરણ પાંમ્યાં હોએ તે મીલકતનો અરધો હીસો તેનાં અથવા તેણીનાં બાપ અને મા જો બેહુ જણ જીવતાં હોએતો તે બેહુ જણે અથવા બેમાંનું એક જણ મરી ગયું હોએતો જીવતાં રહેલાં બીજા જણે લેવો, તથા બીજો અરધો હીસો તે (વગર વશીએતે ગુજરી જનાર) ની વીધવા અથવા રંડાએલા ધણીએ લેવો. વગર વશીઅતે ગુજરી જનારની પછવાડે જો તેનાં અથવા તેણીનાં બાપ અને મા બેહુ જણ હઈઆત હોએતો માના હીસ્સા કરતાં બાપને બમણો હીસ્સો આપવો. પણ વગર વશીઅતે ગુજરી જનારની પછવાડે જો તેના અથવા તેણીનાં બાપ તથા માએ બેમાંથી કોઈબી હઈઆત નહીં હોએતો તે બાપ તથા મા જીવતાં હતે ત્યારે તેઓને જે અરધો હીસ્સો મલતે, તે હીસ્સો બાપની તરફનાં તેનાં નજદીકનાં સગાંએ આ સાથે જોડેલા પેહેલા કોઠામાં જણાવેલાં અનુક્રમ પ્રમાણે લેવો. આ કોઠામાં જે સગાં લખ્યાં છે તે મધેથી પેહેલી પદવીનાં સગાં (હઈઆત હોએતો) તેઓને વારશો મલે, તેઓ નહીં હોએતો બીજી પદવીનાં શગાંને મલે, તેઓ નહી હોએતો ત્રીજી પદવીનાં સગાંને મલે, અને એજ પ્રમાણે તેઓને એક પછી એક ( હીશો ) આપવો, પણ તે મીલકત હેવી રીતે વેંહેંચવી કે જે પદવીનાં સગપણમાં મરદ હોએ તે દરએક મરદને તેજ પદવીનાં સગપણ માંહેલી દરએક ઓરતનાં કરતાં બમણો હીસ્સો મલે. અગરજો બાપની તરફનાં કોઇ સગાં હઇઆત નહીં હોએતો વગર વસીઅતે ગુજરી

**જનાર ( મરદ અથવા ઓરત) ની વીધવા અથવા રંડાએલા ધણીએ મરનારની સધલી મીલકત લેવી.**

( શરેહ ).—આ કલમની મખશદ એછે કે કોઈ પારસી મરદ ઇઆ ઓરત વગર વશીએત કરવે ગુજરી જાએ, અને તેહને પેટે ફરજંદ નહી હોએ, તો તેહની અસ્સકેઆમતનો અરધો હીસો મરનારનાં મા બાપને અથવા મા બાપ નહી હોએતો બાપની તરફનાં લોહીનાં ખેશીઓને મલે, અને બાકીનો અરધો હીસો મરનારની વીધવા અથવા ખાવંદને મલે. પદવીની મતલબ એમછે, કે મરનારનાં મા બાપ ગુજરી ગએલાં હોએતો તે મા બાપનો હીસો પ્રથમમાં મરનારનાં બાપને પેટનાં ભાઈ બેહનોને મલે, બાપને પેટનાં ભાઈ બેહનો નહી હોએતો તેઓની ઓલાદ, અને ઓલાદ નહી હોએતો બપાવા બપાઇને મલે, બપાવા બપાઇ નહી હોએતો કાકા અને ફુઇઓને મલે, તે પણ નહી હોએ અને બપાવાનો બાપ ઇઆ બપાવાની માએને અને તેઓ પણ નહી હોએતો તેઓનાં વંઉશને મલે. ( જુવો આ ધારાની પાછલ છાપેલું પેહલું પરીશીષ્ટ ).

વગર વશીઅતે ગુજરી જનારની વીધવા અથવા રંડાએલો ધણી અથવા વંઉશની ઓલાદ નહી હોએ ત્યારે મીલકતની વેહેંચણી.

**૭. જ્યારે એક પારસી ( મરદ અથવા ઓરત ) પોતાનાં વંઉશની ઓલાદ અથવા પોતાની વીધવા અથવા રંડાએલા ધણીને મેલી જવા વગર મરણ પામે ત્યારે જે મીલકતનું વશીએત કીધા-વગર તે મરદ અથવા ઓરત મરણ પાંમે તે સધલી મીલકતનો વારસો આ સાથ જોડેલાં બીજા કોઠામાં જણાવેલા અનુક્રમ પ્રમાણે નજદીકનાં સગાને પોંહોંચે. એ કોઠામાં નજદીકનાં સગાં લખ્યાંછે તેમાં પેહેલી પદવીના શગાં ( હઇઆત હોએતો ) તેઓને, અને તેઓ નહી હોએ તોજ બીજી પદવીનાં શગાંને, અને તેઓ નહી હોએતો ત્રીજી પદવીનાં શગાંને મરનારનો વારશો આપવો અને એજ પ્રમાણે એક પછી એકને વારશો મલે; પણ તે મીલકત એવી રીતે વેંહેંચવી કે જે પદવીનાં શગપણમાં મરદ હોએ તે દરએક મરદને તેજ પદવીનાં સગપણ માહેલી દરએક અશતરીનાં કરતાં બમણો હીસ્સો મલે.**

( શરેહ ).—વગર વશીઅત કરવે ગુજરી જનાર પારસી મરદ ઇઆ ઓરતને પેટે ફરજંદ નહી હોએ ઇઆ ફરજંદની ઓલાદ પણ નહી હોએ, અને વીધવા અથવા ખાવંદ પણ નહી હોએ, તો તેની સધલી અસકેઆમતનો વારશો તેહનાં મા

બાપને મલે, મા બાપ નહી હોએતો બાપને પેટનાં ભાઈ બેહનોને મલે, બાપને પેટના ભાઇ બેહનો નહી હોએતો તેઓની ઓલાદને મલે, તે ઓલાદ પણ નહી હોએતો બપાવા અને બપાઇને મલે. એ રીતે બીજી પદવી બાંધેલીછે તેની વીગત આ ધારાની પાછલ છાપેલાં બીજા પરીશીષ્ટ મધે જોવી.

સને ૧૮૬૫ નાં "ઈંડીઅન શકસેશન આકટ" નાં ચોકસ ભાગોમાંથી પારશી લોકોને બાતલ કરવા બાબે.

૮. સને ૧૮૬૫ નાં ઇંડીઅન સકસેશન આકટ (ઇન્ડિઆને હીંદુસ્થાનના વારસા હીશા બાબદનાં આકટ) ના હેઠલ ટાંકેલા ભાગ પારશીઓને લાગુ પાડવા નહી, તેની વીગત—આખો ૩ જો ભાગ તથા ૨૫) મી કલમ શીવાએ આખો ૪ થો ભાગ તથા આખો ૫) મો ભાગ તથા કલમ ૪૩ મી.

---

(યાદી).—ઉપલા ધારામાં જે જે જગોએ "મીલકત" નો શબ્દ આવેલો છે તાંહાં સ્થાવર તથા જંગમ એ બંને જાતની મીલકત અથવા અસકેઆમત શમજવી.

---

## પેહેલું પરીશીષ્ટ.

(૧.) ભાઇઓ તથા બેહેનો, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હઇઆતીમાં તેઓમાંથી જે કોઈ મરી ગયાં હોય તેઓનાં છોકરા અથવા તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ.)

(શરેહ).—એ ભાઈ તથા બેહનો બાપને પેટનાં સમજવાં. (જુવો આકટની ઉપલી કલમ ૬ ઠી).

(૨.) બપાઓ અને બપાઈ.

(૩.) બપાવાના છોકરા તથા છોકરીઓ, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હઇઆતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયાં હોય તેઓના સીધા વારસ (એટલે) તેઓની ઉતરતી ઓલાદ.

(૪.) બપાવાનો બાપ અને બપાવાની મા.

(૫.) બપાવાના બાપના છોકરા તથા છોકરીઓ, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હઇઆતીમાં તેઓમાંથી જે કોઈ મરી ગયાં હોય તેઓના સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ.)

## બીજું પરીશીષ્ટ.

(૧.) બાપ અને મા.

(૨.) ભાઇઓ તથા બેહેનો,* અને વગર વસીયત કરવે ગુજરી જનારની હઇઆતીમાં તેઓમાંથી જે કોઈ મરી ગયાં હોય તેઓના સીધા વારસ ( એટલે તેઓની ઉતરતી ઓલાદ ).

(૩.) બપાવો અને બપાઈ.

(૪.) બપાવાનાં છોકરાં, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હઇઆતીમાં તેઓમાંથી જે કોઈ મરી ગયાં હોય તેઓના સીધા વારસ ( એટલે તેઓની ઉતરતી ઓલાદ ).

(૫.) બપાવાનો બાપ અને મા.

(૬.) બપાવાના બાપનાં છોકરાં, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હઈઆતીમાં તેઓમાંથી જે કોઈ મરી ગયાં હોય તેઓના સીધા વારસ ( એટલે તેઓની ઉતરતી ઓલાદ ).

(૭.) માનાં† પેટનાં ભાઇઓ તથા બેહેનો, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હઇઆતીમાં તેઓમાંથી જે કોઈ મરી ગયાં હોય તેઓના સીધા વારસ ( એટલે તેઓની ઉતરતી ઓલાદ ).

(૮.) મમાવો અને મમાઈ.

(૯.) મમાવાનાં છોકરાં, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હઈયાતીમાં તેઓમાંથી જે કોઈ મરી ગયાં હોય તેઓના સીધા વારસ ( એટલે તેઓની ઉતરતી ઓલાદ ).

(૧૦.) દીકરાની વીધવા, જો વગર વસીયત કરવે ગુજરી જનારનાં મરણની વેલાએ અથવા તે આગમચ તેણીએ બીજીવારનાં લગન કર્યાં નહી હોયતો.

(૧૧.) ભાઇની વીધવા જો વગર વસીયત કરવે ગુજરી જનારનાં

---

*એ ભાઇઓ તથા બેહનો તે બાપના દીકરા તથા બાપની દીકરીઓ કરીને સમજવું. માએના દીકરા તથા માએની દીકરીઓના હક વીશે ૭) મી પદવીમાં જુદું જણાવેલું છે.

†માનાં પેટનાં એટલે મા એક અને બાપ જુદો.

મરણની વેલાએ અથવા તે આગમચ તેણીએ બીજીવારનાં લગન કર્યાં નહી હોયતો.

(૧૨.) બપાવાના દીકરાની વીધવા, જો વગર વસીયત કરવે ગુજરી જનારનાં મરણની વેલાએ અથવા તે આગમચ તેણીએ બીજીવારનાં લગન કર્યાં નહી હોયતો.

(૧૩.) મમાવાના દીકરાની વીધવા, જો વગર વસીયત કરવે ગુજરી જનારનાં મરણની વેલાએ અથવા તે આગમચ તેણીએ બીજીવારનાં લગન કર્યાં નહી હોયતો.

(૧૪.) મરનારની ગુજરી ગયેલી છોકરીઓના ખાવંદ, જો વગર વસીયત કરવે ગુજરી જનારનાં મરણની વેલાએ અથવા તે આગમચ તેઓએ બીજીવારનાં લગન કર્યાં નહી હોયતો.

(૧૫.) મમાવાનો બાપ અને મા.

(૧૬.) મમાવાના બાપનાં છોકરાં અને વગર વસીયત કરવે ગુજરી જનારની હઇઆતીમાં તેઓમાંથી જે કોઇ મરી ગયાં હોય તેઓના સીધા વારસ ( એટલે તેઓની ઉતરતી ઓલાદ. )

(૧૭.) બપાઇનો બાપ અને મા.

(૧૮.) બપાઇના બાપનાં છોકરાં, અને વગર વસીયત કરવે ગુજરી જનારની હઇઆતીમાં તેઓમાંથી જે કોઈ મરી ગયાં હોય તેઓનાં સીધા વારસ (એટલે તેઓની ઉતરતી ઓલાદ.)

# જેહાંગીર બેજનજી કરાણીએ

## પ્રગટ કરેલી ચોપડીઓ.

---

### કરાંણીની વારતાની ચોપડીઓ તથા નામાંઓ.

રૂ. આ.

રાજવીર કથા—(જેમાં ૨૦ વાંચવાલાયક રશીક વાર્તાઓ છે.)... ... ૧—૮
રજપુત વિરરસ કથા—(જેમાં ૬ મોટી ને વાંચવાલાયક કથા છે.)... ૧—૦
હાતમ નામું—(ચીત્રો સાથે અતી ઘણી સસતી કીમતમાં છે.)......... ૦—૮
લૈલી ને મજનુ—(મોટું પુસ્તક, રશીલી ને અસરકારક ગુજરાતીમાં રચેલું છે.)૧—૦
ફરામરજ નામું—(પેહેલું તથા બીજું વાલમ સાથે ઘણી સસતી કીમતે.) ૧—૦
સ્યાવખ્સ નામું—(તમામ ગુજરાતી કવેતામાં.)..................... ૦—૧૨

### કરાંણીની લોકોપયોગી ચોપડીઓ.

વિલાયતના કવેશ્વરો—(તેમના જનમ ચરીત્ર તથા કવિતા નમુના સહીત.)૧—૮
વિલાયતનું રાજબંધન—(પારલામેન્ત વિષેની જાણવાજોગ વીગતો સાથે.)૦—૬
ઈરાનની તવારીખ—(પત્રના આકારમાં.)........................ ૦—૮
પત્ર બોધિ—(જેમાં કાગળ પત્ર લખવાની રીતીઓ દરસાવેલી છે.)... ૦—૮
ગુન્ચ-એ-અવસ્તા—(જેમાં ઈજશ્નેના હાઓનો બેતોમાં તરજુમો છે.)૦—૨
આવાયસ્ત બા માએની—(સરેહ સાથે તરજુમો છે.) .............. ૦—૪
શદ-દર કેતાબ—(જેમાં ધર્મસંબંધી સો બાબ સમાવવામાં આવ્યાછે.)... ૩—૦
જરતોસ્તી મહજબ—જેમાં સરૂઆતના અવસ્તા સુદ્ધ ઉચ્ચારે તેમના અર્થ સાથે આપવા ઉપરાંત દરેક જરતોસ્તી બાલકોને પ્રથમમાં શીખવા લાયક બાબદોનો સમવાશ કરવા આવ્યો છે.(ચોથી આવૃતી)........ ૦—૪

### કરાંણીની ગાયન તથા નાટકની ચોપડીઓ.

સૂરસાગર—જેમાં નામીચા કવી સુરદાસજીએ રચેલી તરેહવાર રાગ રાગણીઓમાં ૨૦૦ ઈશ્વર ભક્તીઓ છે...................... ૦—૮
કરાંણીનો હીંદુસ્તાની ગાયન સંગ્રહ—ભાગ પેહેલો. (જેમાં [illegible] ગાયનરૂપી ખેલો સાથે ૬૦૦ થી ઉપર ગાયનો સમાવેલાં છે). ૧—૦
કરાંણીનો હીંદુસ્તાની ગાયનસંગ્રહ—ભાગ બીજો. (જેમાં પાંચ ગાયનરૂપી ખેલો સાથે ઉમદા ૨૫૦ ગજલો સાથે ૧૦૦૧ ગાયનો છે.) ... ૧—૦
કરાંણીનો રાગસ્તાન-ભાગ પેહેલો—(જેમાં ૨૫૦ ગજલો, રોબાઈઓ, તથા હોરી, લાવણી ઉપરાંત ૨૪ જાતની ઉત્તમ રાગરાગની છે)... ... ૦—૧૨
"જ્ઞાનવર્ધક" ના નાટકો:—"ઉપકાર કે અપકાર?" અને "અનરાય અને લાલબા" ચાનાક આપનારા બે નાટકો.......... ૦—૪
સાર-સાકુંતલ—માહ કવિ કાલિદાસના જગત પ્રસીદ્ધ નાટકનું ગુજરાતીમાં દોહન, રચનાર કવિ નર્મદાશંકર લાલશંકર............ ૦—૮
કરાણીની ઇંદર સભા—(સરસ કાગજપર શુદ્ધ ઉચ્ચારે છાપેલી છે.) ૦—૪

---